તિબેટી ભાષા થોડી થોડી આવડતી હતી તેથી તે લોકોએ તેને મારા સંબન્ધે પ્રશ્નો પૂછી પૂછી તેનો દમ કાઢી નાખ્યો. તેઓ કોઈ વાર મારા સામું જોતાં હતાં, તો બીજી ગુફામાં બેઠેલ ગુરૂનાદા તરફ કોઈવાર જોતાં હતાં. તેઓ અંદર અંદર વાતો કરતાં હતાં અને વચ્ચે વચ્ચે હસતાં હતાં. તેઓના હાવભાવથી મને એમ લાગ્યું કે તેઓ મારા કુલીની મશ્કરી કરતાં હતાં, કારણકે મારો કુલી તોતડો હતો. મારા તરફનું તેમનું વર્તન સાધારણ મર્યાદાવાળું હતું. ગુરૂનાદાને તેના વેશ પરથી તેઓ ખરો સાધુ માનતા હતા. તેની જટા મોટી હતી, અંગપર રૂદ્રાક્ષની માળા હતી, તેના કપાળ અને હાથ પર ભસ્મ લગાડેલી હતી અને તેની પાસે લાકડાનું કમંડળ હતું. પરંતુ મારો વેશ ગુરૂનાદાના વેશથી તદ્દન જુદો જ હતો. મારી જટા મોટી થઇ નહોતી, મેં અંગ પર વિભૂતિ લગાડી નહોતી, અંગ પર રૂદ્રાક્ષની માળા પણ ધારણ કરી નહોતી અને મારૂં કમંડળ પિત્તળનું હતું. તેઓ મારા વેશ પરથી એમ સમજ્યાં અને એમ કહેતાં હતાં કે “ આ મનુષ્ય હિન્દનો કોઇ રાજા હશે અને અહીં તિબેટમાં સાધુનો વેશ લઇને આવેલ છે.” વળી મારી પાસે બે કુલી હતા. મારો સામાન, મારાં કપડાં અને તે ઉપર સ્વચ્છ અને સુંદર ભગવી કફની વગેરે તેમની માન્યતા ને પૂર્તિ આપતાં હતાં.

પેલો ભુટીયો વેપારી આવ્યો ત્યારે સૌ તેને મારા વિષે પુછપરછ કરવા લાગ્યાં. તે વખતે તેણે તેમને કહ્યું કે “ આ અમારો મોટો ગુરુ છે, વિદ્વાન છે અને ઘણો સારો છે વગેરે વગેરે.” પછી તે લોકોને જવાનું કહી તે

વેપારીએ મને કહ્યું, "હું હમણાં કોટમાં ઝુંપન સાહેબ પાસે નજરાણું (ફળનું) કરવા જાઉં છું. ત્યાં આશરે મારા એક બે કલાક જશે. પરવાના સંબન્ધે હું ઝુંપન સાહેબ પાસે વાત કાઢીશ." આમ કહી તે તો ગયો. વખત નવનો થયો હતો. તે દિવસની ઠંડીને લીધે મારા કુલીઓના તથા ગુરૂનાદા બાવાના હોઠ ફાટી ગયા હતા અને મોં પર ઉઝરડા થઈ ગયા હતા. મારા નીચલા હોઠમાં ચીરો પડ્યો હતો અને તેમાંથી થોડું થોડું લોહી વહેતું હતું.

મારો કુલી રસોઈ કરવાની તૈયારી કરવા લાગ્યો. બે આનાનાં થોડાક કાંટાનાં જાળાં વેચાતાં આણ્યાં અને ભુટીયા વેપારી પાસેથી જ તે દિવસે ચાર શેર લોટ, થોડીક મગની દાળ, નવટાંક ઘી વગેરે જણસ લીધી. રસોઇ તૈયાર થયા પછી અમે સૌ જમ્યા અને કોટમાં જવાની તૈયારી કરવા લાગ્યા. એટલામાં ઝુંપન સાહેબનું બીજું તેડું આવ્યું. હું ગુરૂનાદા બાવા અને મારો એક કુલી જેને થોડી ઘણી તિબેટી ભાષા આવડતી હતી તે, ત્રણે જણા કોટ તરફ જવા નીકળ્યા. તે વખતે બરાબર બાર વાગ્યા હતા.

અમારી ગુફાથી કોટ લગભગ પાંચસો ફીટની ઉંચાઇએ હતો. ચડતાં ચડતાં મોઢામાં ફીણ આવ્યાં. કોટ સુધી રસ્તો બતાવવા માટે ઝુંપનનો સિપાઈ અમારી સાથે જ હતો. એ સિપાઇએ કંઇ ખાસ જાતનો પોશાક પહેરેલો નહોતો. ટેકરી ચડી કોટના દરવાજા પાસે અમે આવ્યા. એ કોટ આપણા દેશના કિલ્લા જેવો નહોતો. એકાદ જમનીદારની જમીનની ફરતી વંડી જેવો તે દેખાતો હતો. બહારની ભીંતને ગેરૂ

જેવો રાતો રંગ લીપો હતો. વચ્ચે વચ્ચે ચૂનાના ધોળા પટ્ટા માર્યા હતા. ભીંત અને બુરજ માટીનાં હતાં. પશ્ચિમ બાજુએ અગાશી જેવો ખુલ્લો ભાગ હતો અને એ બાજુએ નાની નાની બારી જેવાં કાણાં દેખાતાં હતાં. તે કોટ ખાનદેશના એકાદ ગઢ જેવો દેખાતો હતો. આગલો દરવાજો મોટો હતો. તે ઓળંગીને સિપાઇ અમને એક વાંકીચુંકી ગલીમાં લઇ ગયો. પછી ત્યાંથી અમે એક મોટા દરવાજા પાસે આવ્યા. તે દરવાજા પાસે બન્ને બાજુએ બે મોટા કાળા કુતરા બાંધેલા હતા. એવડા મોટા કુતરા મારા જન્મમાં મેં પ્રથમ જ જોયા. તે કુતરા મારી છાતી સુધી પહોંચે તેવડા હતા. મોટા બુલડૉગ કુતરા કરતાં પણ તે ભયંકર દેખાતા હતા. તેના આખા શરીર પર લાંબા અને સુંવાળા વાળ હતા. આગલો ભાગ પુષ્ટ હોવાથી કેડ પાતળી દેખાતી હતી, પુંછડી વાળવાળી તથા લાંબી હતી અને તેથી કુતરા વધારે સુંદર દેખાતા હતા. તેઓની ડોક પર ચાર આંગળ પહોળા રાતા પટા હતા. એ પટામાં ત્રણ કડીઓ હતી. બન્ને કુતરાને દરવાજાની બન્ને બાજુએ ત્રણ ત્રણ સાંકળથી બાંધેલા હતા. અમને જોતાં જ તેઓ એકદમ ઉભા થયા અને ઘુરઘુર અવાજ કરવા લાગ્યા. તેઓનું ઘુરકવું એક નાનકડા વાઘના ઘુરકવા જેવું હતું. તિબેટી કુતરાઓને બરફમાં રહેતાં આવડે છે.

બીજો દરવાજો ઓળંગી અંદર જતાં બન્ને બાજુએ બે ઓશરી મારી નજરે પડી. એક ઓશરીમાં ચાર પાંચ હજુરીઆ સત્તુ દળતા બેઠા હતા અને બીજી ઓશરીમાં જવમાંથી 'જાંગ' નામનું મદ્ય તૈયાર કરવામાં કેટલાક લોકો

રોકાયેલા હતા. એક ઓશરીમાં એક જુની લાકડાની સીડી હતી. તે સીડી પરથી અમે બીજા માળે ગયા. અમને ત્યાં બેસવાની ઈશારત કરી પેલો તિબેટી સિપાઈ ત્રીજા માળે ગયો. ઉપર જવા માટે પહેલા જેવી જ એક અર્ધખોખરી અને જુની લાકડાની સીડી હતી. અમે બેઠા હતા ત્યાં સ્વચ્છતા જેવું કશું જ નહોતું. કેટલીક વારે પરમા ભુટીયો (જે ભુટીયા વેપારી સાથે હું ગયો હતો તે) હું બેઠો હતો ત્યાં આવ્યો. તેણે મને કહ્યું, "ઝુંપન સાહેબ ખુશીમાં છે. તમારા સંબન્ધમાં જે હકીકત મને કહેવા જેવી લાગી તેટલી મેં તેને કહી છે. તેની ઇચ્છા તમને મળવાની છે." તે વખતે ઝુંપન પાસે બે લામા (બૌદ્ધ ભિક્ષુ) આવ્યા હતા અને તેમની સાથે ઝુંપન વાત કરતો બેઠો હતો. કેટલીક વારે તે લામા ગયા, એટલે અમને ઝુંપને બોલાવ્યા. ત્રીજા માળ પર અગાશી હતી. ઝુંપન નદી તરફ મોઢું રાખી અગાશીમાં ઉભો હતો. તે વખતે અગાશીમાં ત્રણ મનુષ્યો હતા. એક પરમા ભુટીયો, બીજો ઝુંપનનો હજુરી —જે તેની ઉભા રહેવાની ઢબ પરથી જણાઇ આવતું હતું— અને ત્રીજો ખુદ ઝુંપન.

હું ઉપર આવ્યો એટલે પરમા ભુટીયાએ ઝુંપન સાથે મારી ઓળખાણ કરાવી. ઝુંપને મને નમસ્કાર કર્યા અને મેં મારા વેશાનુસાર બે હાથ ઉંચા કરી તેને આશીર્વાદ આપ્યો. ઝુંપને પગમાં ગોઠણ સુધી રાતા રંગના મખમલના બુટ પહેર્યા હતા, શરીર પર કીનખાબનો મોટો ઝબ્બો (બખુ) પહેર્યો હતો અને માથા પર જરીની થોડીક ઉંચી ટોપી ઓઢી હતી. તેના હાથમાં માળા હતી. તે શરીરે બહુ

જાડો નહોતો તેમ પાતળો પણ નહોતો. તેનો ચહેરો ખરા ખાનદાન માણસના ચહેરા જેવો દેખાતો હતો. મને તેણે મારી પાછળ આવો એમ ઇશારત કરી અને હું તેની પાછળ પાછળ એક નાના સરખા ઓરડામાં ગયો. આ ઓરડો (બેઠકખાનું) ઝુંપન સાહેબની કચેરી, પૂજાગૃહ અને આખો દિવસ રહેવાની જગ્યા હતી. આ ઓરડામાં સ્વચ્છતા સાધારણ હતી. બેસવા માટે તિબેટી ગાલીચો (દન) નાખ્યો હતો અને તે પર એક ગાદલું બિછાવ્યું હતું. ટેકો દેવા માટે એક તકીયો હતો. ગાદલા આગળ લાકડાની નાનીશી મેજ હતી. ગાદી પર બેસી આ મેજ પર જમી શકાય. ઝુંપને પ્રથમ મારી સાથેના બે માણસો સંબન્ધી પુછગાછ કરી. પરમો ભુટીયો દુભાષીયાનું કામ કરતો હતો. ઝુંપનને અને મારે અર્ધો કલાક વાતચીત થઈ. મને જોઇ તેને અત્યન્ત આનન્દ થયો હતો એમ મેં તેના ચહેરા પરના ભાવો પરથી જાણ્યું. તેણે પોતાનું જપ કરવાનું ચાંદીનું યંત્ર, દીવીઓ વગેરે સોના રૂપાનાં પૂજાનાં સાહિત્યો મને બતાવ્યાં. જપના અક્ષરો 'ૐ मामी पामी हुं' એ હતા. ધાર્મિક વિષયો સંબન્ધી અમારે વાતચીત થતી હતી, પરન્તુ એ કામ દુભાષીયાને બરાબર આવડતું નહોતું. થોડી ઘણી આડીઅવળી વાતો થયા પછી મેં પરવાનાની વાત કાઢી. તરત જ ઝુંપને પોતાના સહીસિક્કાનો ચાર માણસનો પરવાનો લખી આપ્યો. પછી મને એક રૂપીયો દક્ષિણા આપી. આ વખતે ભુટીયા વેપારીએ કેળાં, હાફુસ આંબા વગેરે લીધાં તથા બદામ, દ્રાક્ષ વગેરે સુકા મેવાની ભેટ ઝુંપનને આપી; એટલે ઝુંપને આ ભેટ પોતાના હાથે મારી આગળ ધરી. મેં

તેમાંથી હાકુસ આંબા લીધા, કારણકે મને તે પ્રવાસમાં ઘણા ઉપયોગી હતા. હું રોજ એક એક આંબો પ્રવાસમાં ખાતો હતો. આનું નામ દૈવ યોગ! અમારો કૈલાસનો પ્રવાસ સુખકારી થાઓ એવી તેણે આશા પ્રદર્શિત કરી. પછી 'તમારૂં કલ્યાણ થાઓ' એવી મેં પણ સદિચ્છા જણાવી. સીડી સુધી ઝુંપન મને વળાવવા આવ્યો. કોટમાં લગભગ હું એક કલાક રહ્યો.

હું જાસુસ નથી એ માટે પરમો ભુટીયો મારો જામીન થયો હતો. કૈલાસ, ખોચરનાથ, તીર્થપુરી, માનસસરોવર વગેરે સ્થળે જવાનો મને પરવાનો મળ્યો હતો. પરવાનો મેળવતાં બીજાને બહુ ત્રાસ પડે છે અને ઘણો સમય જાય છે. પરમો ભુટીયો કહેતો હતો કે તમને જોઇને જ ઝુંપન સાહેબને અતિશય આનન્દ થયો અને તેના મનમાં તરત જ તમારા સંબન્ધી સારો અભિપ્રાય બંધાઇ ગયો. મેં કહ્યું, શ્રી સદ્ગુરુની ઇચ્છા.

જે ટેકરી ઉપર ઝુંપનનો કોટ છે તે જ ટેકરી પર બુદ્ધનો એક મોટો મઠ છે. તેમાં શુમારે બસેં ત્રણસેં લામા રહે છે. મઠમાં બુદ્ધની મૂર્તિ છે અને તેની પૂજા ઠાઠથી થાય છે. તે જ મઠમાં એક મોટું પુસ્તકોનું સંગ્રહસ્થાન છે. ઉપરાંત નજીક જ એક તુરંગ છે. તિબેટી લોકોમાં શિક્ષાનું ધોરણ સખ્ત છે. કેદીઓ તરફ ઘણી જ નિર્દય વર્તણુક રાખવામાં આવે છે.

તિબેટમાં રાજ્યવ્યવસ્થા કેવી છે તે હું બરાબર સમજી શકયો નથી. તેનાં બે કારણો છે. એક તો મારૂં ભાષાનું

અજ્ઞાન અને બીજું કૈલાસયાત્રાએ હું કેવળ ધાર્મિક ઇચ્છાથી ગયો હોવાથી રાજકીય વિષયમાં ઝાઝી તજવીજ કરવાની મને જરૂર જણાયેલી નહિ. તોપણ વિના પ્રયાસે મને જે જે મુખ્ય મુખ્ય માહિતી મળેલી છે તે આ પ્રમાણે છે: ઝુંપન તિબેટ સરકારનો એક અમલદાર છે. તેના તાબામાં આપણા પ્રાન્ત જેવડો જ પ્રાન્ત હોય છે. તે પ્રાન્તનો તેને રાજા કહીયે તોપણ ચાલે. તેને સર્વ પ્રકારનો અધિકાર હોય છે. મને લાગે છે કે જેવો આપણે ત્યાંનો કમિશનર તેવો જ ત્યાંનો ઝુંપન. ઝુંપનની ઉપર એક ગર્પન નામનો અમલદાર છે. તેનો અમલ ત્રણ કે ચાર ઝુંપન પર હોય છે. ગર્પનને આપણા ગવર્નર જેટલો અધિકાર રહે છે. વળી ઝુંપન પાસે એક શેપચિત નામનો અધિકારી હોય છે. તેની મદદમાં એક લામો રહે છે. લામો અને શેપચિત ન્યાય આપવાનું કામ કરે છે. પશ્ચિમ તિબેટનો ગર્પન ગારટોકમાં રહે છે. ગારટોક તિબેટની રાજધાનીનું સ્થળ છે એમ કહીયે તો ચાલે.

હું જ્યારે કેદખાનું જોવા ગયો ત્યારે મને એમ લાગ્યું કે હવે હું ક્યારે ખુલ્લી હવામાં જાઉં. તે દિવસે એક તરુણ હુણીયાને લૂંટના ગુન્હા માટે ઠાર મારવાની શિક્ષા થઇ હતી. યાક (વનગાય) ના ચામડાના કોથળામાં તે હુણીયાને નાખી કોથળાનું મોઢું સીવી લેવામાં આવ્યું હતું. ગુન્હેગાર તે કોથળામાં મરી જાય ત્યાં સુધી તે કોથળાને તડકામાં રાખવાનો હતો. હાથ કાપી નાખવાની, પગ ભાંગી નાખવાની વગેરે જાતની શિક્ષા અહીં પ્રચલિત છે. તિબેટમાં જેવી ઠંડી કડક તેવો તડકો પણ કડક છે.

તાકલાકોટમાં મારો મુકામ ચાર દિવસ રહ્યો, કારણકે આગળ જવાની તૈયારી કરવા માટે મારે ચાર દિવસ ત્યાં રોકાવાની ખાસ જરૂર હતી. તે ગામના પાદરમાં એક નદી છે. આ નદીનું નામ કર્નાળી છે. તેનું પાણી કાળું ડીબાણુ દેખાય છે. આ નદીને કાંઠે કેટલાંએક ખેતરો છે તેમાં જવ પાકે છે. ખેતરો કંઈક લીલાં દેખાય છે. બાકીનો આખો પ્રદેશ અત્યન્ત રુક્ષ (સુકો) દેખાય છે. ખડ્કાળ જમીન અને કાંટાનાં જાળાં સિવાય બીજું કશું જ ન દેખાય. ગર્બિયાંગ કરતાં તાકલાકોટમાં ગરમી વિશેષ રહે છે, પરન્તુ સવારે અને સાંજે સખ્ત ઠંડી હોય છે. અહીં જનાવરો માટે બીલકુલ ચારો મળતો નથી એ તો મેં આગળ કહ્યું છે. તિબેટી લોકો જેમ અનાજ વગેરેનો આખા વર્ષ માટે સંગ્રહ કરી રાખે છે તેમ ઘાસનો પણ સંગ્રહ કરી રાખે છે. અહીં બળતણનો તો દુષ્કાળ જ રહે છે. યાક, ઘોળાં ખચ્ચર, બકરાં, ગધેડાં વગેરે જનાવરોની લાદનાં છાણાં થાપી તેને બળતણ તરીકે વાપરે છે. અહીં સર્વ ચીજો મોંઘી મળે છે. બેશક, વસ્તુઓ અહીં સુધી તો મોંઘી સોંઘી પણ મળે છે, પરન્તુ અહીંથી આગળ તો કશું મળતું જ નથી. અહીંથી મેં પચીશ દીવસ ચાલે તેટલો સમાન ખરીદી લીધો. મારી પાસે જવનો થોડાક લોટ, વનગાયનું બશેર ઘી, ચૌદ શેર બિસ્કીટ, ઠરેલ દૂધના છ ડબા અને શુમારે ત્રણ શેર જેટલી ચા, આટલી સામગ્રી તૈયાર હતી. ઉપલી સર્વ ચીજોના મારે ત્રીશ રૂપીયા આપવા પડયા. આ સામગ્રી ઉપાડવા માટે એક યાક અથવા ઘોડો ભાડે કરવો અને તેના જ માલિકને ભોમીયાનું કામ કરવાનું કહેવું એવો વિચાર કરી મેં પરમા ભુટીયાને પૂછયું,

'અહીંથી એકાદ જનાવર ભાડે મળશે ?' અમને યાક, ઘોડો કે ખચ્ચર એમાંનું એકે જનાવર મળ્યું નહિ. આનાં ત્રણ કારણો હતાં. પહેલું કારણ એ હતું કે એ ઋતુમાં પહાડ પર જનાવરોને ચારો વગેરે કંઈ મળતું નથી. બીજું કારણ એ કે કૈલાસ અને માનસસરોવરની આસપાસ તે સમયે ડાકુ (લૂંટારૂ) લોકોની અત્યન્ત બીક અને ત્રીજું કારણ એ હતું કે તિબેટમાં એક એવો રિવાજ છે કે જો જનાવર રસ્તામાં મરી જાય અથવા ખોવાઇ જાય તો જેણે એ જનાવર ભાડે લીધું હોય તેણે તેના માલિકને તેની કિંમત આપવી જોઇયે; પરન્તુ હું તો હતો સાધુ તેથી જનાવર મરે અથવા ખોવાય તો મારી પાસેથી તેને શું મળે ? યાક, ઘોડા અથવા ખચ્ચરની કિંમત રૂ. ૧૦૦ પડે છે.

બે દિવસ તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ. હવે શું કરવું એ વિચારમાં હું પડ્યો. ત્રીજે દિવસે રાત્રે મેં નિશ્ચય કર્યો કે આવતી કાલે કૈલાસ જવા નીકળવું જ, ભલે ગમે તેમ થાય. બીજે દિવસે સવારે હું ગુફાની બહાર આસપાસનું તથા નદીનું સૌન્દર્ય જોતો અને આજે બપોરે કોઇ પણ ન આવે તોપણ હું એકલો તો આગળ જઇશ જ એવો મારા મનમાં નિશ્ચય કરતો ઉભો હતો, એટલામાં પરમા ભુટીયો એક મધ્યમ વયના હુણીયાને લઇને આવ્યો અને મને કહ્યું કે 'આ માણસ તમારી સાથે ઉપર આવવા તૈયાર છે. તેને આખા રસ્તાની માહિતી છે. ભાર ભરવા માટે તેની પાસે ગધેડા છે. તે જો કદાચ રસ્તામાં મરે કે કોઇ તેને લઇ જાય તો તેની જવાબદારી માલિક પોતાને માથે લે છે.' આ સમાચાર સાંભળી મેં સદ્‌ગુરુને પ્રેમથી નમ-

સ્કાર કર્યો. તેનું ભાડું નક્કી કરવા મેં પરમા ભુટીયાને કહ્યું. દર માસે રૂ. ૧૫) આપવા એમ ઠર્યું અને તરત જ મેં તે પ્રમાણે કબુલ કર્યું. પછી તેણે એક માસનો પગાર અગાઉથી માગ્યો. રસ્તામાં રખડાવીને ચાલ્યો જઇશ નહિ એવા તેણે સોગન્દ લીધા. પછી મેં તેને રૂ. ૧૫) આપ્યા. પાછળથી મને માલુમ પડ્યું કે તે માણુસ પૈસાની ભીડમાં આવી ગયો હતો તેથી જ તે થોડે ભાડે મારી સાથે આવવા તૈયાર થયો હતો. તે હુણીયાએ મને કહ્યું કે 'આજે બપોરે બે વાગે નીકળશું.' આ સાંભળી મને અત્યન્ત આનન્દ થયો. આ વખતે મને શ્રી સમર્થની ઉક્તિ યાદ આવી:-

मनीं धरावें ते होतें । विघ्न अवघें चि नासो नि जातें ।
कृपा केलियां रघुनाथें । प्रचीतयेते ॥

અર્થ—મને ધાર્યું જે કામ થાશે સહુના,
થશે દુઃખનો નાશ ભારે સહુના;
કૃપા તે રઘુનાથની જો હશે તો,
થતી ખાતરી સૌની સ્વાનુભવે તો.

આ ઓવીના સત્યનો અનુભવ થતાં પ્રેમાશ્રુથી મારાં નેત્ર ભરાઇ આવ્યાં. આર્દ્ર હૃદયે મેં શ્રી સદ્ગુરુચરણનું સ્મરણ કર્યું અને પુનઃ એકવાર મનથી નમસ્કાર કર્યો.

બપોરે બાર વાગે ભોજનકાર્ય આટોપી, સઘળો સામાન બાંધી, કપડાં પહેરી અમે અમારા તિબેટી ભોમીયા-ની રાહ જોતા ગુફામાં બેઠા. તે બે વાગે આવનાર હતો, પણ ત્રણ વાગ્યા, ચાર વાગ્યા, પાંચ વાગ્યા પણ તેનો પત્તો જ નહિ. મેં તેની ખોળ કરવા માણુસ મોકલ્યું. છેવટે છ વાગે

ગધેડો લઈ તે આવ્યો. મોડું થવાનું કારણ પુછતાં તેને કહ્યું, ' કોટમાં ગુંપન સાહેબનું દેવું ભરવું હતું તે ભરવા ગયો હતો.' દિવસ પોણો કલાક જ રહ્યો હતો. ભોમીયાએ મને કહ્યું, ' હમણાં તો આપણે અહીંથી રવાના થઇયે અને અહીંથી દોઢ માઇલ પર નદીને સામે કાંઠે મારૂં ઘર છે ત્યાં રાત રહી સવારે આગળ ચાલીશું. હું પણ મારી તૈયારી કરી લઇશ.' તેનું કહેવું મને ગમ્યું. પછી ગધેડા પર સામાન નાખ્યો અને અમે સૌ આગળ ચાલ્યા. મેં તાકલાકોટ સાડા છ વાગે છોડયું. હું, ગુરુનાદા, મારા બે કુલી અને તિબેટી ભોમીયો સૌ સાથે નીકળ્યા. ગર્બિ-યાંગ સુધી બે શાળામાસ્તરોની મને સારી મદદ મળી અને આગળ પરમા ભુટીયાએ મને અત્યન્ત સહાય કરી. નક્કી કર્યા પ્રમાણે દોઢ માઇલ પર સૂર્યાસ્ત સમયે નદીને સામે કિનારે અમે જઇ પહોંચ્યા. અમે એક ખોમાં મુકામ કર્યો. આ ઠેકાણે નદી ઉપર એક લાકડાનો પૂલ છે. અમારો હુણીયો ભોમીયો પોતાને માટે પ્રવાસની તૈયારી કરવા પોતાને ઘેર ગયો. ચા વગેરે કરવા માટે તેણે જાળાં ઝાંખરાં લાવી આપ્યાં હતાં. કુલીઓએ ચા તૈયાર કરી. ચા પીને હું અને ગુરુનાદા બાવો વાતો કરતા બેઠા હતા, એટલામાં અમે બેઠા હતા ત્યાં પરમા ભુટીયો અને એક વૃદ્ધ સાધુ આવ્યા. એ વૃદ્ધ સાધુને જોઇને મેં એને બેસવા માટે આસન આપ્યું અને કુલીને ચા તૈયાર કરવા કહ્યું. પરમા ભુટીયાએ મારી અને તેની ઓળખાણ કરાવી તે ઉપરથી મને સમજાયું કે મોરપંખી નામનો એક સાધુ મથુરાથી કૈલાસની યાત્રાએ આજ બાર વર્ષથી દર વર્ષે જાય

છે તે જ આ વૃદ્ધ સાધુ. મને તે મોરપંખી બાવાને જોઇને અત્યન્ત આનન્દ થયો. એક તપ પર્યંત (બાર વર્ષ સુધી) દર વર્ષે કૈલાસ અને માનસસરોવરનાં દર્શન કરી, કૈલાસ-પર્વત પર એક દોઢ માસ કૈલાસનાથનું ધ્યાન કરવા બેસવું એવો તેનો સંકલ્પ હતો. એ પ્રમાણે બાર વર્ષ પૂરાં કરી શ્રી કૈલાસ અને માનસસરોવરનાં છેલ્લાં દર્શન કરી મોરપંખી બાવા પાછા જતા હતા. તાકલાકોટ જતાં રસ્તામાં તેમને પરમો ભુટીયો મળ્યો. તે વખતે તેણે મારી હકીકત તેમને કહી. તે સાંભળી મને મળવાની તેમણે ઇચ્છા દર્શાવી અને તે ઉપર-થી તે તેમને લઇને મારી પાસે આવ્યો હતો. બાવાજીએ કૃપા કરી મને દર્શન આપ્યાં તેથી હું પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. ચા તૈયાર થઇ ત્યાં સુધી હિન્દીમાં આડી-અવળી વાતો ચાલી. 'આ કલાસનો પ્રસાદ છે' એમ કહી તેમણે મને થોડી મૃત્તિકા (માટી) આપી તે મેં અત્યન્ત પ્રેમ અને આદરથી મારે માથે મુકી. બરફ પર ચાલતાં ઠંડીથી અત્યન્ત ત્રાસ થતાં અંગમાં ગરમી લાવવા માટે 'વિશ પાષાણ' નામની ઔષધિ તેમણે મને આપી અને આશીર્વાદ દીધો. મેં ધરેલાં ચા અને સત્તુ તેમણે ખાધાં અને ધુમ્રપાન કરી તે આગળ તાકલાકોટ જવા નીકળ્યા. તેમનો સહવાસ મને શુમારે કલાક દોઢ કલાક થયો. પૂલ સુધી તેમની સાથે જઇ મેં તેમને પ્રેમથી રજા દીધી. બાવાજીને બહુ આનન્દ થયો.

મોરપંખી બાવા લગભગ સાઠ વર્ષના હતા. તેમનો બાંધો એકવડીયો હતો. મસ્તક પર મોટી જટા હતી

અને આખે શરીરે ભસ્મ ચોળી હતી. પગમાં કૅનવાસના બુટ હતા અને શરીર પર બકરીના ચામડાનો ઝભ્ભો (બખુ) હતો. પાસે એક મોટો ચીપીઓ તથા કમંડળ હતાં. કમંડળમાં ઘી હતું. બાવાજી રોજ સાઠ માઈલ ચાલતા હતા! દર્ચિંનથી તાકલાકોટ તે એક દિવસમાં જતા. હું ગયા પહેલાં એ માસે તે ઉપર ગયા હતા. તે વખતે લિપુ પાસ વચ્ચે અતિશય બરફ હતો, તેથી બકરાં સિવાય કોઇ જઇ શકતું નહોતું. શરૂઆતમાં તે મોરનાં પીછાં ભરાવેલી ટોપી પહેરતા હતા તેથી તેમનું નામ મોરપંખી પડયું હતું. આ સાધુ વિષે અસ્કોટના પોલિટિકલ પેશકારે મને કંઇક ખબર આપી હતી. મોરપંખી બાવાને જડીબુટ્ટીની માહિતી બહુ છે એવી તે પ્રાન્તના લોકોની માન્યતા છે, અને તે ખરી જ હશે એમ મને લાગે છે.

તે રાત્રે અમે અમારી ખોમાં સૂતા. પ્રભાતે પાંચ વાગે પ્રાતર્વિધિ આટોપીને ચા વગેરે લઇને અમે આગળ જવા માટે તૈયાર થઇ ભોમીયાની વાટ જોતા બેઠા, એટલામાં તે આવ્યો. પછી ગધેડા પર સામાન ભરી અમે પ્રવાસ શરૂ કર્યો. કર્નાળી નદીને કાંઠે કાંઠે ગારટોકનો રસ્તો જાય છે તે રસ્તે અમે ચાલવા લાગ્યા. તિબેટમાં પાકી સડક છે જ નહિ. તાકલાકોટથી ચારેક માઇલ સુધી જેવીતેવી કેડી છે, પરન્તુ આગળ તો રસ્તો જ નથી. ત્યાંથી આગળ દિશાને આધારે પ્રવાસ કરવો પડે છે, તેથી તે દેશના ભોમીયાને સાથે લેવાની અત્યન્ત જરૂર પડે છે.

સવારે પાંચ વાગે અમે નીકળ્યા તે વખતે ઠંડી સખ્ત પડતી હતી. રસ્તામાં પત્થરના ઝીણા ઝીણા કાંકરા પગમાં

ખુંચવા લાગ્યા અને ઠંડીથી આખું અંગ ધ્રૂજવા લાગ્યું, તોપણ ધીમે ધીમે ચાલવાની શરૂઆત કરી. સૂર્યોદય થયા પછી અંગમાં થોડીક ગરમી આવી. ચાર પાંચ માઇલ ચાલ્યા પછી એક સાંકડા અને તૂટી પડે તેવા રસ્તા પર અમારો ભારવાહક-ગધેડો ચાલતો હતો તેનો પગ લપસ્યો અને તે સામાન સાથે કર્નાળી નદીમાં પડયો. નદીમાં પાણી જો કે બહુ ન હતું, પણ તાણ ઘણું હતું તેથી ગધેડો પાણીમાં પડતાંની સાથે જ તણાવા લાગ્યો અને સુમારે વીશ બાવીશ હાથ તણાયો. હું સર્વથી આગળ હતો. મને લાગ્યું કે ગધેડો ચોકસ મરી જશે અને સામાન હાથ લાગશે નહિ. હું તે જ સ્થળે સ્વસ્થ ઉભો રહ્યો. ગધેડો પાણીમાં તણાતો જતો હતો અને તેનો માલિક અને મારો કુલી નદીના કાંઠા પર તે જતો હતો તે દિશામાં ચાલતા હતા. પછી ગધેડો એક ખડક સાથે અથડાઈ અટકયો. તે વખતે તે મૃતવત પડેલો હતો. છેવટે તેના માલિકે અંગ ઉપરથી કપડાં કાઢયાં અને નદીમાં કુદકો મારી ખુબ મહેનત કરી ગધેડાને કિનારે ખેંચી આણ્યો. તે સમય સાડા નવ વાગ્યાનો હતો. નદીમાં બહુ પૂર આવ્યું નહોતું તેથી ગધેડાને બહાર કાઢી શકાયો.

ઠંડીથી અને બરફના પાણીથી માલિકનું આખું શરીર લીલુંકાચ થઇ ગયું અને ઠરી ગયું. તેણે શરીર ઉપર બકરાના ચામડાનો ઝબ્બો પહેર્યો અને શુમારે અર્ધો કલાક તે સ્વસ્થ પડયો રહ્યો ત્યાર પછી તેને હોંશીયારી આવી. પછી તેણે અને મારા કુલીએ સામે પારથી આ સઘળો સામાન બહુ પ્રયાસે આણ્યો. અમે સર્વ

કપડાં તડકામાં સુકવ્યાં. અમારી એક પણ ચીજ તણાઇ ગઇ નહોતી અને ગધેડો પણ બચ્યો હતો. સાથે લીધેલાં દીવાસળીનાં બાકસો ભીંજાઇ ગયાં. સત્તુ અધો પલળી ગયો હતો તે ફેંકી દીધો અને ભોમીયાને પાછો તાકલાકોટ મોકલી બીજો સત્તુ મંગાવી લીધો. એ સ્થળે અમારો મુકામ આશરે ૭ સાત કલાક રહ્યો. આશરે ત્રણ વાગે અમે આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં એક પણ મનુષ્ય કે પ્રાણી મળ્યું નહિ. લગભગ સાત વાગે અમે કર્દમખાર નામના એક નાનકડા ગામડામાં જઇ પહોંચ્યા. આ ગામડામાં બે ત્રણ ઘરની વસ્તી છે. અમે રાતવાસો ખુલ્લા મેદાનમાં કર્યો—પરાણે કરવો પડયો. તે રાત્રે અમે સત્તુ ગોળ અને ઘી એકઠાં કરી ખાધાં, પરન્તુ સત્તુ મને ન પચવાથી મારૂં પેટ ચડયું. ત્યારથી મેં સત્તુ ખાવાનું છોડી દીધું. ઠંડી હવાને લીધે મારી ભૂખ ઘટી ગઇ હતી, તોપણ દસ બાર બિસ્કીટ અને ચા લેતો હતો. દરરોજ શુમારે બાર તેર માઇલ ચાલવું પડતું હતું તોપણ મને થાક લાગતો નહિ અને મારી શકિત કમી થતી નહિ. તાકલાકોટથી કર્દમખાર શુમારે વીશ પચીશ માઇલ છે. અહીં મેં તિબેટી બકરાં અને ચાક નામનાં અસંખ્ય જનાવરો જોયાં. તિબેટી બકરાંઓ બે ચાર જાતનાં થાય છે. તેમાં એક જાતનું બકરૂં તો દેખાવમાં ઘણું જ સુન્દર અને નાજુક હોય છે અને એના વાળ અત્યન્ત સુંવાળા હોય છે. આ બકરાની ઉંચાઇ શુમારે એક હાથ જેટલી જ હોય છે. આ જાતના બકરાનાં બચ્ચાં ઘણાં જ સુન્દર દેખાય છે. કર્દમખારમાં અમે આખી રાત મેદાનમાં સૂતા, પણ ઠંડી

અતિશય પડતી હતી તેથી ઉંઘ આવી નહિ. ઉપરાંત ત્યાં જૂ જેવાં જંતુઓ પેદા થાય છે તેના ઉપદ્રવથી મને અત્યન્ત અસ્વસ્થતા રહી. કપડાં કાઢું તો જન્તુઓ કરડે; આથી શરીર પસીનાથી ગંધાવા લાગ્યું અને જન્તુઓનો ત્રાસ એવો જ રહ્યો. આખરે કપડાં કાઢ્યાં અને ભુટીયાનો ધાબળો શરીર પર ઓઢીને પડ્યો. ઠંડી સખ્ત હતી એટલે મારા દાંત કડકડવા લાગ્યા. મારી આ દશા જોઇને એક હુણીયા બાઇએ મારી પાસે પેલા નાની જાતના બકરાનાં આઠ દશ બચ્ચાં આણ્યાં અને મને ઇસારતથી કહ્યું કે તેને પડખામાં લઇ ઉંઘ એટલે તને ઠંડી ઓછી લાગશે. એ પ્રમાણે બે બચ્ચાં વાંસે, બે પેટ પાસે, બે ગળા પાસે અને ચાર પાંચ પગ પાસે રાખી ભુટીયાનો કામળો ઓઢી સૂતો તેથી મને થોડો વખત સારી ઉંઘ આવી. ટાઢ જરા પણ લાગી નહિ. બચ્ચાંઓ આખી રાત સળવળ્યા વગર મારી પાસે પડ્યાં રહ્યાં.

હું જે સમયે (જુન માસની આખરમાં) તિબેટ ગયો હતો તે સમયે હજી કામની મોસમ ખુલી ન હતી, તેથી પશ્ચિમ તિબેટમાં હજી ભુટીયા, હુણીયા, જુહારી વગેરે લોકોની આવજા શરૂ થઇ ન હતી. તેથી જ અમને રસ્તામાં એક પણ મનુષ્ય મળ્યું નહિ. પ્રભાતે પાંચ વાગે ચા લઇ અમે આગળ ચાલવા લાગ્યા. કર્દમખારથી શુમારે બે ફર્લાંગ ગયા પછી એક નાનકડી ચઢણ ચડી અમે ડુંગરની સપાટી પર આવ્યા. અહીં આગળ માત્ર મેદાન જ નજરે પડે છે. આ મેદાનમાં અમારી દૃષ્ટિમર્યાદામાં એક પણ ઝાડ કે ઝાંખરું અથવા પાણીનું સ્થળ આવ્યું નહિ. જ્યાં જોઇયે ત્યાં એકલું મેદાન અને ચોમેર ડુંગરો દેખાતા હતા. અમે

ડુંગરની સપાટી પર આવ્યા તે સમયે સૂર્યનારાયણ અધી ક્ષિતિજ પર આવેલા હતા તેથી જ્યાં ત્યાં સર્વત્ર શાન્તિ ભાસતી હતી. અમારી પાછળ હિમાલયનાં અખંડ બરફથી આચ્છાદિત શિખરો પર તે કોમળ સૂર્યકિરણો પડતાં હતાં તેથી તે શિખરો ચોખ્ખી તાંબાની ધાતુ પેઠે ચળક ચળક ચળકતાં હતાં. જમણી બાજુએ સૂર્યનારાયણના આગમનથી પૂર્વ દિશા પ્રફુલ્લિત થઇ હતી અને શોભાયમાન દેખાતી હતી. સામું લાંબુ અને અમર્યાદિત મેદાન હતું. તેની પેલીમેર વાદળાં પાછળથી ડોકીયાં કરતાં શિખરો, જાણે હું અજાણ્યો છું તેથી મારા સામે આશ્ચર્ય અને ઉત્સુકતાથી ટીકી ટીકીને જોતા હોય એમ મને લાગતું હતું. ડાબી બાજુએ લાંબી લાંબી પર્વતોની ઓળ હતી, અને તેમના પર કરાનો વરસાદ વરસી રહ્યો હતો. ટુંકામાં પ્રાતઃકાળનું એ દૃષ્ય આલ્હાદદાયક હતું એમાં સંશય નથી. અમે પાંચ જણ સિવાય એક પણ મનુષ્ય પ્રાણી અમારી નજરે આવતું ન હતું. તે જ પ્રમાણે પક્ષીનો શબ્દ પણ કાને પડતો ન હતો. આ પ્રમાણે ચોમેરનું સૃષ્ટિસૌન્દર્ય જોતા જોતા અમે તે શાન્ત અને નિર્જન પ્રદેશમાં ધીમે ધીમે ચાલતા હતા. ચાલતાં ઝીણા કાંકરા ખુંચતા હતા તેથી થાક જલદી લાગતો હતો. આથી મારા કુલી વારંવાર બેસી જતા હતા. બે માઇલ ગયા પછી મારો ભોમીયો પણ થાકયો અને તે ઝટ લઈ નીચે બેઠો. લગભગ અર્ધો કલાક વિશ્રાન્તિ લઇ અમે આગળ ચાલ્યા.

તિબેટની ઉંચાઇ દરીયાની સપાટીથી લગભગ સોળ હજાર ફુટ છે. આથી ચાલતી વખતે મનુષ્યોને શ્વાસોચ્છ્વાસ

લેતાં મુશ્કેલી પડે છે અને થાક જલદી લાગે છે, અને અધો ફર્લાંગ ચાલ્યા કે હાંફી જવાય છે. તિબેટમાં કેટલીક વાર આખો દિવસ અને આખી રાત શરીરને વીંઝી નાખે તેવો પવન નીકળે છે. તે પવનથી શરીર ફાટી જાય છે અને તરડીયાં પડી તેમાંથી લોહી વહે છે.

છ સાત માઇલ ચાલ્યા પછી નવ વાગ્યાને શુમારે અમારી દૃષ્ટિએ એક નાનકડો પાણીનો ઝરો પડ્યો. આ ઝરાને કાંઠે ફરાળ વગેરે કરી થોડીવાર વિશ્રાન્તિ લઇ આગળ જવું એમ મેં મારા ભોમીયાને કહ્યું અને પાસેની પત્થરની એક ભીંતને ઓથે અમે મુકામ કર્યો. પવનના સપાટામાં ઓથ લેવા માટે પત્થર પર પત્થર ચડાવી આ ભીંત તૈયાર કરેલી હતી. આ ઝરાને કાંઠે કાઠે થોડુંએક લીલું ઘાસ ઉગેલું નજરે પડયું. અમારો ભાર ખેંચનાર ગધેડો અત્યન્ત થાકી ગયો હતો તેથી આ લીલુંછમ ઘાસ જોઇ તેને અત્યન્ત આનન્દ થયો, અને તેણે પોતાના સુન્દર ગાનથી તે આનન્દ પ્રદર્શિત કર્યો. તિબેટમાં પ્રવાસીઓની સગવડ માટે ધર્મશાળા વગેરે કંઇ જ નથી. તેથી ઉપર કહ્યા પ્રમાણે પત્થર પર પત્થર મુકી ભીંત જેવી કરેલી આરામ લેવાની જગાઓ સ્થળે સ્થળે નજરે પડે છે. આવે સ્થળે ખુલ્લા મેદાનમાં જ મુકામ કરવો પડે છે. મારો કુલી ચા તૈયાર કરવાની તૈયારી કરવા લાગ્યો. અમારા ભોજનમાં માત્ર ચા અને સત્તુ હતાં. હું તો સત્તુ ખાતો ન હતો એટલે મારા ખોરાકમાં માત્ર ચા અને બિસ્કીટ હતાં. મેં અને મારા કુલીઓએ શુમારે એક કલાકમાં ફરાળ વગેરે આટોપ્યું અને આગળ જવા માટે તૈયાર

થઇ બેઠા. મારા ભોમીયાએ શુમારે સાડા નવ વાગે જમવાનું શરૂ કર્યું હતું. તેનું ભોજન એટલે ચા, સત્તુ અને માંસ. તે લગભગ પાંચ કલાક સુધી ભોજન કરતો બેઠો રહ્યો. એટલા વખતમાં એણે પાંચ શેર ચા, પોણો શેર સત્તુ અને થોડુંક માંસ ખાધું હતું. તિબેટી લોકોની જમવાની રીતિ ગમ્મતભરેલી છે. તે આ પ્રમાણે: ચાર પાંચ શેર પાણી રહે એવું એક વાસણ ચુલા પર ચડાવી તેમાં ચા તથા માંસના ટુકડા નાખવામાં આવે છે અને તે સારી રીતે ઉકાળવામાં આવે છે. ચા તૈયાર થયા પછી એક પ્યાલો ચા લઈ તેમાં સત્તુ મેળવી તેના ચાર પાંચ કોળીયા લઇ તિબેટી જમનાર દસ બાર મિનિટ સ્વસ્થ પડ્યો રહે છે. ફરી એક પ્યાલો ભરી ચા સાથે સત્ત મેળવી તે ખાઈ વિશ્રાન્તિ લે છે. આ રીતે ચાનું પાણી ખુટી જાય ત્યાં સુધી જમ્યા કરે છે. વચ્ચે વચ્ચે ઉકાળેલા માંસના ટુકડા ખાય છે. તેઓ જ્યારે પોતાના ઘરમાં ભોજન લે છે ત્યારે એક નાનકડા લાકડાના મેજ પર ચાનાં વાસણો મુકે છે. જ્યાં મેજ નથી મળી શકતું ત્યાં એક મોટો પત્થર ગોઠવી તે પર ચાનાં વાસણો રાખે છે. તેઓ ચાનાં વાસણો જમીન પર કદી મુકતા નથી.

શુમારે બપોરે બે વાગે મારા ભોમીયાએ પોતાનું ભોજનકાર્ય સમાપ્ત કર્યું. પછી મેં તેને પૂછ્યું, 'હવે આગળ ક્યારે ચાલવું છે ?' તેણે મને એક વાત કહી. તે વાત દેખીતી રીતે યોગ્ય જણાતી હતી, પરન્તુ તેનો હેતુ અમને ફસાવવાનો હતો એમ અમને પાછળથી જણાયું. તેણે મને કહ્યું કે 'અત્યારે આપણે આગળ ચાલશું તો આગળની ખીણમાં સંધ્યાકાળ થઇ જશે અને પછી

આપણે ત્યાં જ મુકામ કરવો પડશે. ત્યાં લુંટારૂઓનો ભય છે અને તે કદાચ આપણને નુકસાન કરે. તાકલાકોટથી આપણી પાછળ જ એક કાફલો નીકળેલો છે તે સાંજ સુધીમાં અહીં આવી પહોંચશે, અને પછી આપણે સૌ પાછલી રાતે સાથે નીકળીશું. અહીં લુંટારૂઓની લેશમાત્ર ભીતિ નથી. આ કહેવું મને પ્રથમ સાચું લાગ્યું, પરન્તુ મારા બે કુલી પૈકી એક શુમારે બાર વર્ષ પહેલાં તિબેટમાં આવ્યો હતો તે મને કહેવા લાગ્યો કે લુંટારૂનો ભય તો આ સ્થળે જ છે. અમને આ જ સ્થળે લુંટારૂઓ મળ્યા હતા.

ભોમીયાને મેં બહુ સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ. જો કે મારૂં મન ત્યાં રહેવાનું ન હતું, પરન્તુ આખરે મારે મારા ભોમીયાનું કહેવું સ્વીકારવું પડયું. તે દિવસે અમે ત્યાં ૨૪ કલાક રહ્યા. તે દિવસે હું એકલો જ નહિ, પણ અમે સૌ હેરાન થઇ ગયા. અમારે સવારે સાડા-નવથી સાંજ સુધી સખ્ત તડકામાં પડી રહેવું પડયું. ગરમી-થી શરીર તપી આવ્યું હતું. ઘામ પણ થતો હતો. મોં અને આંખો લાલચોળ થઇ ગયાં હતાં. ઉની ઉની લૂ વાતી હતી. માત્ર વચ્ચે વચ્ચે વાદળું આવતું તેથી જરા પવન વાતો અને ઠંડી લાગતી. ટુંકમાં આખો દિવસ સખ્ત તાપ સહન કરવો પડયો અને તે નિર્જન મેદાનમાં તરફડીયાં મારતાં દિવસ કાઢયો. શુમારે ત્રણ વાગે દૂરથી બે માણસો યાક (વનગાય) પર બેસીને અમારી તરફ આવતા દેખાયા. ભોમીઆએ કહ્યું કે કાફલો આવે છે. આ સાંભળી અમને અત્યન્ત આનન્દ થયો, પણ તેઓ સાથે બકરાંઓનું કે

ચાકનું ટોળું હતું નહિ. કાફલો કદી એકલો હોતો નથી, કારણકે તિબેટી લોકોનો રોજગાર જ બકરાં અને યાક પર હોય છે. થોડીક વારમાં તે બે માણુસો પણ અદૃશ્ય થઈ ગયા અને અમે સૌ નિરાશ થયા. અમે અમારા ભોમીયાને પૂછવા લાગ્યા. તે દસબાર પથરા માંડી એક બે એમ કંઇક ગણવા લાગ્યો. જમીન પર ત્રિકોણ વર્તુળ વગેરે આકૃતિઓ કાઢી અને પછી વિચાર કરતો હોય તેવો દેખાવ કરી બોલ્યો 'ચોકસ, સાંજ સુધીમાં કાફલો આવી પહોંચશે.' મને તેનું કહેવું સાચું લાગ્યું નહિ. મેં તેના કહેવા તરફ લક્ષ જ ન આપ્યું. ગરમીમાં મારા કુલીઓ ગોદડી પાથરી નિરાશ થઇ પડ્યા હતા. ગુરુનાદા બાવા મારી પાસે પાઠ કરતા માથા પર મારવાડી ધાબળી ઓઢીને આંખો બંધ કરી શાન્તિથી બેઠા હતા, અને હું છત્રી ઓઢી શ્રીગુરુ-ચરણનું ધ્યાન કરતો ઉત્તર તરફ મોઢું રાખી બેઠો હતો. સામી બાજુએ શરીર પર ( બખુ ) ચામડાનો ઝબ્ભો પહેરી મારો ભોમીયો નિરાંતે ઘોરતો હતો. પાંચ વાગ્યા, છ વાગ્યા, પણ કાફલો આવ્યો નહિ. આવે જ ક્યાંથી? मूलंनास्ति कुतःशाखा? ભોમીયો પણ નિરાશ થયો. પછી તેણે કહ્યું કે રાત આપણે અહીં જ ગાળવી અને પાછલી રાતે આગળ ચાલવું. મેં કંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

સાત વાગવાનો સમય થયો. મારો ભોમીયો તેનો ગધેડો ચરતો ચરતો બહુ દૂર ચાલ્યો ગયો હતો તેથી તેને શોધવા માટે ઝડપથી પૂર્વ દિશાએ ગયો હતો. બન્ને કુલી અને ગુરુનાદા બાવા આસપાસ જોતા જોતા બેઠા હતા, અને હું પશ્ચિમ દિશામાં પ્રખર સૂર્ય ક્ષિતિજની નીચે જતો

હતો તે જોતો અને સાયંકાળનું સૃષ્ટિસૌન્દર્ય અવલોકતો તથા સૃષ્ટિકર્તાની કૃતિનો સાશ્ચર્ય અને આનંદિત અંતઃકરણ-થી વિચાર કરતો બેઠો હતો. સંધ્યાકાળે બપોરનો સખ્ત તાપ નરમ પડ્યો હતો, પણ શરીરને વીંઝી નાખે તેવો પવન જોરથી વાવાની શરૂઆત થવાથી ઠંડીની પણ થોડી થોડી શરૂઆત થઈ. સૂર્ય અસ્ત થયા પછી આકાશમાં થોડા થોડા તારા દેખાવા લાગ્યા. આ સમયે ગુરુનાદા આવવાને દૂર પૂર્વ દિશામાં કોઈ આવતું હોય એમ લાગ્યું અને તુરત જ મને તે વાત કહી. તે વખતે અમારી સર્વની દૃષ્ટિ તે તરફ ખેંચાઇ. થોડી વારમાં અમને લાગ્યું કે બે ઘોડ-સ્વારો પૂર જોસથી અમારા તરફ આવે છે. શુમારે પંદર વીસ મિનિટમાં તો તે અમારી સામે બે ચાર હાથને અંતરે આવીને ઉભા રહ્યા. તે બન્ને પૈકી એક મનુષ્યનું વય ચાલીસ વર્ષનું હતું અને બીજો મનુષ્ય પચીસ વર્ષનો હતો. બન્નેની પાસે બંદુક, તલવાર, ભાલો, કટાર, ખુકરી વગેરે હથીયારો હતાં. તેઓના ચહેરા ચપટા અને ઉગ્ર હતા. માથા પર જંગલી માણસના જેવા જાડા અને વિખરાયેલા વાળ હતા. શરીરનો બાંધો મજબૂત હતો. તેમના ઘોડા પણ ઘણા પાણીદાર અને મજબૂત હતા. તિબેટી ઘોડા બહુ ઉંચા હોતા નથી. બે હથીયારબંધ અજાણ્યા મનુષ્યોને અમારી સામે ઉભેલા જોઇ પ્રથમ તો અમે મુંઝાઇ ગયા. મારા કુલીને તો બહુ જ ભય લાગ્યો. ઘોડા પર બેઠા બેઠા તેઓ અમારા સામાન તરફ જોયા કરતા હતા. પછી કેટલીક વારે તેમાંના એકે અમને પૂછયું, 'તમે કોણ છો ? ક્યાં જાઓ છો ? અને તમારી પાસે શું છે ?' તેમના વર્તન પરથી હું

અને ગુરુનાદા બાવો તેનો હેતુ સમજી ગયા હતા. જે કુલીને થોડીઘણી તિબેટી ભાષા આવડતી હતી તે એટલો બધો ગભરાઈ ગયો હતો કે તેના મ્હોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. ગુરુનાદા બાવાએ હાથ ઉંચા કરી આશીર્વાદ દેવાનો દેખાવ કર્યો અને હું નીચે પ્રમાણે બોલ્યો, 'કાશી લામા માનસસરોવર કૈલાસ.' મારા આ શબ્દો સાંભળી જુવાન આદમીએ હસતાં હસતાં મારા સામે ટીકી ટીકીને જોવા માંડ્યું. હું આસન વાળી બેઠો હતો. કંઈ પણ ન બોલતાં બન્ને જણાએ ઘોડા પર બેઠાં બેઠાં માથાં નમાવી અમને સલામ કરી અને આવ્યા હતા તે જ માર્ગે ચાલતા થઇ ગયા. થોડી વારમાં તો ટેકરી પર ચડી અદૃશ્ય થઇ ગયા.

એટલામાં અમારો ભોમીયો એક હાથમાં કાંટાનું ઝાંખરૂં અને બીજા હાથમાં ગધેડાનો કાન ઝાલી આવતો દેખાયો. મારા કુલીએ તેને સઘળી હકીકત કહી, પરન્તુ તેણે તે કાન તળે કાઢી નાંખી. તે વખતથી તેના પરનો મારો વિશ્વાસ ઓછો થયો અને હું તેના તરફ શંકાથી જોવા લાગ્યો.

શરીરને વીંઝી નાખે એવો પવન વધારે જોરથી ફૂંકાવા લાગ્યો. ઠંડી પણ પોતાનું ખરૂં સ્વરૂપ અમને બતાવવા લાગી. ભોમીયાએ પોતાનાં અને કુલીએ અમારા માટે ખાણાની તૈયારી કરી. એક કલાકમાં અમે અમારૂં ભોજનકાર્ય પૂર્ણ કર્યું. ભોમીયાએ અમારી સાથે જ—લગભગ ચાર પાંચ મિનિટ મોડું—પોતાનું ભોજનકાર્ય આટોપ્યું, અને તુરત જ તે ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. આટલી બધી ઉતાવળથી તેણે જમી લીધું તેથી મને આશ્ચર્ય

ચડ્યું, પરન્તુ પાછળથી સહવાસથી માલૂમ પડ્યું કે તે પોતાનું રાત્રિભોજન જલદીથી કરી લેતો અને એકદમ સૂઇ જતો. ત્યાં ઠંડી હતી તેથી ઉંઘવાની અમારી રીતિ જરા વિચિત્ર હતી. પીઠ આકાશ તરફ રાખી, હાથ પગ પેટ પાસે લાવી, ટુંટીયાં વાળી પડ્યા રહેવાનું હતું. માત્ર માથા નીચે કંઇક ટેકો રાખતા હતા. જમીન પર ચામડું, તે પર શેત્રંજી, તે પર એક ગોદડી અને તે પર એક ઓછાડ એ રીતે અમે અમારી પથારી તૈયાર કરતા હતા. શરીર પર કપડાં તો પહેરી જ રાખતા. ઓઢવા માટે એક ધાબળી અને ભુટીયા ધાબળો હતાં. આ રીતે અમે સૂતા હતા. સૂતા પહેલાં મેં ગુરુનાદા બાવાને કહ્યું કે "જેણે આપણને અહીં સુધી સુખરૂપ આણ્યા છે તે જ આગળ જતાં અને સર્વત્ર આપણું રક્ષણ કરનાર છે. તેની પ્રાર્થના કરીને અને તેના પર શ્રદ્ધા રાખીને સ્વસ્થ ઉંઘો." હું પણ શ્રીસદ્‌ગુરુ મહારાજનાં ચરણોનું સ્મરણ કરીને તેમનાં ચરણકમળનું ધ્યાન કરતો કરતો ઉંઘી ગયો. અમે ચારે જણ એકદમ પાસે સૂતા હતા. ભોમીયો જરા દૂર પણ હારમાં સૂતો હતો. ગધેડો તેના માથા પાસે જ રાખી રાત ઉભો રહ્યો હતો. પંદર મિનિટે અમારામાંનો કોઇ ને કોઇ જાગી જતો હતો. તે રાત્રે બરફ પડતો હતો તેથી અર્ધો અર્ધો કલાકે અમારે અમારાં શરીર પર પડેલ બરફને દૂર કરવો પડતો હતો. આખી રાત બરફ પડતો રહ્યો, અને પવન બહુ જોરથી વાતો હતો તેથી ઠંડી બહુ લાગી. શરીરનો એકાદ ભાગ જો ભૂલથી ઉઘાડો રહી જતો તો તે ઠંડીથી બહેરો ખોડ થઇ જતો હતો એટલી સખ્ત ઠંડી

હતી. દિવસે દસ કલાક સખ્ત ગરમીમાં રહ્યા અને રાત્રે દસ કલાક સખ્ત ઠંડી અને બરફમાં કાઢયા. ઉપરાંત લુંટારૂઓનો ભય વચ્ચે વચ્ચે મનને અસ્વસ્થ કરી નાખે તે જુદું. અમે પરોઢીયે ચાર વાગે ઉઠયા તે વખતે દરેકની આજુબાજુ અર્ધો અર્ધો ઈંચ બરફ જામ્યો હતો. ભોમીયો ઘોરતો હતો. તેના ચામડાના ઝભા પર પુષ્કળ બરફ એકઠો થયો હતો.

આ રીતે અમે તે દિવસે વીશ કલાક સુધી ટાઢ તડકો સહ્યાં—સહન કરવાં પડયાં; બીજો રસ્તો જ ન હતો.

પરોઢીયે ચાર વાગે હું એકલો જ પહેલવહેલો જાગ્યો અને ઓઢીને બેઠો. તે વખતે બ્રાહ્મમુહૂર્ત હતું. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય હતું. આકાશ વચ્ચે વચ્ચે મેઘાચ્છાદિત હતું અને કયાંક તારા ચમકતા હતા. પૂર્વે દક્ષિણોત્તર ક્ષિતિજની જરા ઉપર આછી પણ આખી મેઘપંક્તિ હતી. તે મેઘપંકિતની ઉપરની બાજુએ ચંદ્રમા વર્તુળાકારે અર્ધાથી વધારે બહાર આવ્યો હતો અને તેની પાસે જ એક તેજઃપુંજ તારો ચમકતો હતો. મને લાગે છે કે તે તારો શુક્રનો હોવો જોઇયે. પ્રિય વાચક! તે સમયના તે દેખાવની અને તેથી મને થયેલા આનંદની તમે જ કલ્પના કરો! પ્રાતઃકાળનો સમય, ચંદ્રપ્રકાશ, ચંદ્રમા અને એક તેજઃપુંજ તારાનો જો કે એકદમ પાસે નહિ તોપણ નજીકનો સહવાસ, ક્ષિતિજ ઉપરની તે મેઘપંકિત, તે શાન્તિનું સામ્રાજ્ય, તેવી જ રીતે ક્ષિતિજ અને મેઘપંકિતથી મર્યાદિત થયેલ તે હિમાંશું, ચોમેર બરફથી આચ્છાદિત પર્વતનાં શિખરો, ચોમેર પાદર પ્રદેશ, વિસ્તારવાળું અને ગંભીર દેખાતું મેદાન અને તેવું જ તારાગણોથી વ્યાપ્ત આકાશ—આ સર્વ પરિસ્થિતિ જોઇને

મારા મનની સ્થિતિ કેવી થઇ હશે તેનું, તે સમયનું, તે મોહક પ્રસંગનું અને તે વિરાટ્ પુરુષના સ્વરૂપનું યથાર્થ વર્ણન કરવાને આ લેખક ખરેખર અસમર્થ છે. સ્વાનુભવ વિના જે આનંદ અનુભવી શકાય નહિ તેવા આનંદની ઝાંખી માત્ર લેખન અથવા સંભાષણ દ્વારા કરાવી દેવાના પ્રયત્નમાં કલ્પનાયશ મળે તે મારા મતથી અશકય છે. આ સમયે વીસ કલાક અસહ્ય શીતોષ્ણતા સહન કરવાનું સાર્થક થયું એમ મને લાગ્યું. હું આનંદસાગરમાં તરવાથી દેહભાન ભૂલી ગયો.

છ વાગે જાગૃત થયા પછી અમે આગળ માર્ગ કાપવાની શરૂઆત કરી. ઉકત સ્થળે આખો દિવસ મુકામ કરવાની મારા ભોમીયાએ જુદી જુદી યુકિતઓ રચેલી તે હકીકત આગળ આવી ગઈ છે. તે યુકિતઓ રચવાનું અને અમને ફસાવવાનું કારણ કહેવાનું રહી ગયું છે. તેનું કારણ બીજું કંઇ નહોતું, પણ એક તો તેનું ગધેડું થાકી ગયું હતું તેથી તેને વિશ્રાન્તિ આપવાની તેની મરજી હતી, અને બીજું તે સ્થળે લીલું ઘાસ ઉગેલું હતું તે ગધેડાને ચરાવવાની તેની ઇચ્છા હતી, કારણકે આગળ કૈલાસ પર્વત પહોંચતાં સુધી જનાવરને ખાવાનું મળવું અશકય હતું. ઉપલાં કારણો મારા પણ લક્ષમાં હતાં અને તે મેં તેને કહી પણ બતાવ્યાં હતાં. પરન્તુ તે શા માટે કબુલ કરે? તેણે આ કારણો હોવાનું બીલકુલ કબુલ જ કર્યું નહિ. પછી મેં પણ વધારે આગ્રહ કર્યો નહિ.

શુમારે છ વાગે અમે આગળ ચાલવા લાગ્યા. રસ્તો અત્યન્ત કાંકરીવાળો અને ખરાબ હતો. તે દિવસે શુમારે

ત્રણ કલાક અમારે ઉંચાનીચા પત્થરના ટેકરાવાળા રસ્તા પર ચાલવું પડ્યું. તે ટેકરા પર ચાલતાં સમતોલ ન રહી શકવાથી હું બે વાર પડ્યો, પરન્તુ વધારે વાગ્યું નહિ. આ રસ્તા પર ચાલતી વખતે માણસે નીચે જોઇને અને બરાબર ધ્યાન રાખીને જ ચાલવું જોઇએ. તે વિકટ રસ્તો પૂરો થયા પછી એક નદી આવી. અમારે તે નદીને પેલે પાર જવાનું હતું. તે વખતે સવારના આઠ થવા આવ્યા હતા તેથી નદીમાં જો કે પાણી વધારે નહોતું, પણ તે અતિશય ઠંડુ થઈ જવાથી તે વખતે તેમાં પગ મુકવો એ મૃત્યુ સમાન લાગ્યું. ઠંડી પણ સખ્ત હતી. તે વખતે મને મારા જુવાન કુલીએ અને ગુરુનાદા બાવાને પેલા ભોમીયાએ પોતાના વાંસા પર બેસાડી અમને નદી પાર કર્યા. નદીનો પટ મોટો હતો, પરન્તુ પાણીનો પ્રવાહ ઘણો જ નાનો એટલે આશરે દસ બાર હાથ હતો. સામે કાંઠેથી આગળ જતાં થોડો વખત તો અમને કંઇ તકલીફ પડી નહિ, પરન્તુ નવ વાગ્યાને શુમારે જેમ જેમ ઉંચેથી ગરમી પડવા લાગી અને અમે નીચે તપેલા પત્થરથી દાઝવા લાગ્યા તેમ તેમ ચાલતાં ચાલતાં અમને ઘણી વિપત્તિ પડી. શુમારે વીસ મિનિટમાં અમે નદીનો પટ ઓળંગી ગયા અને આરામ માટે ડુંગરની તળેટીમાં બેઠા. તે જ ડુંગર ચડીને અમારે ઉપર જવાનું હતું.

અમે ડુંગર ચડવાનો આરંભ કરતા હતા એટલામાં આગળ અને પાછળની ટેકરીઓની બાજુથી ઘોડાનો અવાજ અમારે કાને પડ્યો. કોણ આવે છે એ જોવા માટે અમે પાછળ જોયું તો અમારી આસપાસ વીસ પચીસ

ઘોડેસ્વારો આવી ખડા થઇ ગયા અને તેમની વચ્ચે અમે સપડાઇ ગયા છીએ એમ અમને ભાસ્યું. તે પ્રસંગ વાણીનો ન હતો. અમને હથીયારબંધ લુંટારૂઓએ ઘેરેલા છે એ લક્ષમાં આવતાં જ અમે સર્વ યમદરબારમાં જઇશું એ કલ્પના મનમાં આવી ઉભી રહી. પછી વિચાર શો કરવો ? પ્રથમ તો હું મૃત્યુની કલ્પનાથી ગભરાયો, શરીરમાં ધ્રુજ વછુટી અને પગથી માથા સુધી પસીનાથી નાહી રહ્યો. પરન્તુ પછી તુરત જ ભાનમાં આવ્યો. નેત્ર બંધ કરી શ્રી સદ્‌ગુરુ મહારાજનાં ચરણકમલનું ધ્યાન ધર્યું અને મનથી જ સાષ્ટાંગ નમસ્કાર કરીને મહારાજની મૂર્તિ હૃદયમાં સ્થિર કરીને શ્રી કૈલાસ અને માનસસરોવર તરફ મુખ કરીને નીચે જમીન પર પદ્માસન કરીને સ્વસ્થ બેઠો. મારા કુલીની, ભોમીયાની અને ગુરુનાદા બાવાની શી અવસ્થા થઇ તે તરફ મારૂં લક્ષ નહોતું તેથી તેની મને ખબર રહી નહિ. કેટલીક વારે તેઓમાંનો એક આશરે પાંત્રીસ ચાલીસ વર્ષની ઉમરનો મજબૂત બાંધાનો અને રાક્ષસી મુદ્રાવાળો મનુષ્ય તલવાર કાઢી અતિ ક્રોધથી મારી નજીક આવ્યો, અને તેણે ઇશારતથી મને પૂછ્યું કે તું કોણ છે ? કયાં જાય છે ? તારી પાસે શું છે ? વગેરે. મે પણ તેને ઇશારતથી કહ્યું કે હું સાધુ છું, કાશીથી આવ્યો છું અને કૈલાસ જાઉં છું. અમારી પાસે ખાવાને માત્ર જવનો લોટ છે. પૈસા વગેરે એવું અમારી પાસે કંઇ જ નથી. તે પછી તલવાર હલાવીને તેણે ઇશારતથી મને કહ્યું કે તમો સર્વને ઠાર મારીને અમો તમારાં કપડાં અને ખાવાનો સર્વ સામાન લૂંટી લઇશું. આમ બોલતાં બોલતાં તેણે ચાર જણને ઘોડા ઉપરથી ઉતરી તલવાર કાઢ-

વાની ઇશારત કરી. તે વખતે મને લાગ્યું કે મારૂં મૃત્યુ ચોક્કસ સમીપ આવ્યું છે. ફરી એક વાર શ્રી સદ્‌ગુરૂના નામનો જયજયકાર કરી મનથી જ મહારાજને, શ્રી કૈલાસ-નાથને અને માનસસરોવરને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને આંખ મીંચી ડોક થોડીક આગળ કરી બેઠો. પછી શું થયું તે શ્રી નારાયણ પ્રભુને માલુમ. શુમારે વીસેક મિનિટે હું શુદ્ધિમાં આવ્યો. મારાં નેત્ર પ્રેમાશ્રુથી ભરાઇ આવ્યાં. અતિ-શય પ્રેમથી કંઠ ભરાઈ આવ્યો, શરીરનાં રોમાંચ ઉભાં થઇ ગયાં અને શરીર ડોલવા લાગ્યું. મેં ખૂબ મોટેથી રોવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ હોઠ બહાર અવાજ આવ્યો જ નહિ. ફરી વાર હું બેશુદ્ધ થઇ ગયો. શુમારે પાંચ મિનિટે મેં નેત્ર ઉઘાડી સામું જોયું તો મારી દૃષ્ટિએ શું આવ્યું ? જે મનુષ્ય તલવાર કાઢી મને ઠાર મારવા માટે હાથ ઉંચો કરી મારી નજીક ઉભો હતો તે મારી સમીપ ઘુંટણીયે પડીને બે આંગળી ઉપર કપાળ રાખીને જમીન ઉપર માથું રાખીને બેઠેલો હતો. તેના હાથમાંની તલવાર નીચે પડી હતી. જે ચાર પાંચ જણને તલવાર કાઢી ઘોડા ઉપરથી ઉતરતાં મેં જોયા હતા તેમણે તેમની તલવારો મ્યાનમાં નાખી હતી, અને મારા કુલીને, મારા ભોમીયાને અને ગુરુનાદા બાવાને પવન નાખતા તેઓ બેઠા હતા. બીજા લુંટારૂ સાશ્ચર્ય પરન્તુ નમ્રપણે પોતપોતાના ઘોડાની લગામ હાથમાં ઝાલી જમીન ઉપર ઉભા હતા. મેં આંખો ઉઘાડી આનંદિત ચહેરાથી એક વાર સર્વ દિશામાં જોયું અને ઉભો થયો. તે વખતે સર્વ ડાકુ પોતપોતાના ઘોડા ઉપર બેઠા તેમનો મુખ્ય માણસ મારી આગળ જમીન ઉપર જ ઉભો રહ્યો

અને ઈશારતથી તેણે મને કહ્યું કે 'તમે હવે જરા પણ બીશો નહિ. અમારા દોષ માટે માફી આપશો.' આમ કહીને તેણે અમને ચાનો ડબ્બો, સતુ અને માંસની ભેટ આપી અને આગળ જવા માટે પોતાનું ઘોડું દીધું. પરન્તુ મારે યાત્રા પગે ચાલીને જ કરવાની હતી તેથી ઘોડાનો કંઇ ઉપયોગ નથી, માંસ હું ખાતો નથી તેથી માંસ મારે ઉપયોગનું નથી, ચા મારી પાસે પુષ્કળ છે એટલે ચા મારે નહિ જોઇયે એમ મેં તેને ઈશારતથી જણાવ્યું. માત્ર સત્તુ લીધો. પછી મેં પેલા ડાકુના મુખીને ઇશારતથી પૂછયું કે તેં મને કેમ ન મારી નાંખ્યો ? ત્યારે તેણે મને ઇશારાથી કહ્યું કે તમે જ્યારે આંખો બંધ કરી સ્વસ્થ બેઠા ત્યારે મારી દષ્ટિ તમારા મુખ ઉપર પડી તો તમે મને એક નાના બાળક જેવા દેખાયા. તેથી મારા હાથમાંથી તલવાર ગળી પડી. તમારા ચહેરા તરફ જોઈ મને મોહ ઉત્પન્ન થઇ મારૂં અંતઃકરણ ભરાઇ આવ્યું. આ સાંભળવાથી મારા મનની કેવી સ્થિતિ થઇ હશે વારૂ ? પ્રિય વાચકો ! હું ફરી ક્ષણવાર દેહભાન ભૂલી ગયો. अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ એ ભગવદ્‌વચનનો મને પૂર્ણ અનુભવ થયો. પછી તે લુંટારૂઓની ટોળી કર્દમખાર તરફ ગઇ. એ ડાકુ પૈકી એક માનસસરોવરની દિશામાં જોરથી ઘોડો દોડાવતો ગયો. હું મારા કુલી પાસે ગયો. તે સર્વ જણ હજી થોડી થોડી બેશુદ્ધિમાં હતા.

કુલીને મેં ખૂબ ઢંઢોળ્યો એટલે ચારે જણ ઉઠી બેઠા થયા 'અને ડાકુ લોક ગયા કે ? મૃત્યુના મુખમાંથી

આવ્યા છે ?' એવું બોલવા લાગ્યા. મેં તેમને ધીરજ આપીને કહ્યું કે 'પરમેશ્વરના મનમાં આપણને મારવાનું નહિ હોય, નહિ તો આપણુ મનુષ્યનું શું ચાલે ?' આ સાંભળીને તેમને ધીરજ આવી. મૃત્યુની ભીતિથી તેઓ છેક કાળા મેશ જેવા થઈ ગયા હતા. કેવું આશ્ચર્ય ! કાળ આવ્યો હતો, પણ સમય આવી લાગ્યો નહોતો. તે મૂર્તિમંત કાળદૂત તલવાર ઉગામી અમારા પર ધસ્યો તે વખતની અમારી માનસિક અને શારીરિક સ્થિતિની વાચકોએ જ કલ્પના કરી લેવી. આ ડાકુ લોક અતિશય ક્રૂર અને નિર્દય હોય છે. આ જંગલી લોક પહેલાં નરમાંસ ખાતા હતા એમ કહેવાય છે. માણસ તેની સઘળી વસ્તુ તેને સ્વાધીન કરી દે તોપણ તે તેને જીવતો મુકે નહિ. તેઓની માન્યતા છે કે સાધુસંત, વ્યાપારી કે જે કોઈ મળે તેને લુંટવો અને ઠાર મારવો, અને મનુષ્યવધના પાપમાંથી મુક્ત થવા કૈલાસ પર્વતની પ્રદક્ષિણા કરવી. આ લોક પહેલાં તિબેટ, ચીનની સરહદ, તાર્તરીની સરહદ અને પશ્ચિમ તિબેટ એટલામાં જ ફરતા હતા.

અમે ત્યાં રોકાયા નહિ, કારણકે ભોમીયાએ કહ્યું કે આ ડુંગર ચડીને ઉપર જઈશું એટલે રાકસ્તાલ નામનું એક સરોવર આવશે. તેને કાંઠે આપણે જમીશું અને પછી આગળ જઈશું. હું ધીમે ધીમે ચઢણ ચડવા લાગ્યો. તે વખતે દશ વાગ્યાનો શુમાર હતો. ચઢણ ચડવામાં લગભગ પોણો કલાક ગયો. રસ્તે સસલાં, ફીયાં, ( સસલા જેવી જાતનાં જનાવરો ) મોટા મોટા જંગલી ઉંદરો વગેરે જનાવરો અહીંથી તહીં જતાં અમારી નજરે પડયાં. ફીયા

એ તિબેટમાં થતું સસલા જેવું જનાવર છે, પરન્તુ તેનો રંગ તપખીરીયા હોય છે. તેના વાળ અતિશય નરમ હોવાથી તેનું ચામડું નરમ હોય છે. તિબેટના લોક તેના ચામડાની માથે નાંખવાની ટોપીઓ ખાસ કરીને કરાવે છે. શુમારે અગીયાર વાગે રાવણહૃદ ( રાકસ્તાલ ) સરોવર ડુંગરની સપાટી ઉપરથી અમારી દૃષ્ટિએ આવ્યું, અને એની પેલી મેર વાયવ્ય દિશામાં શ્રી કૈલાસ પર્વત અસ્પષ્ટપણે દેખાવા લાગ્યો. માનસસરોવર હજી દેખાતું ન હતું. તિબેટી લોકમાં એક એવી માન્યતા છે કે જે જે સ્થળે આવી ચઢણ ચડીને જવું પડે અથવા વિકટ માર્ગ આવે તે તે સ્થળે દેવનું નિવાસ-સ્થાન હોય છે.

આવા સ્થળે એક પત્થરનો મોટો ઉંચો ઢગલો કરેલો હોય છે અને તે પર એક લાકડી ખોડેલી હોય છે. તેના ઉપર પુષ્કળ ભિન્ન ભિન્ન રંગનાં ચીંથરાં બાંધેલાં હોય છે. તે લોકો આવા સ્થળે જાય ત્યારે મોઢેથી કાંઇ પપડાટ કરતાં પત્થરના ઢગલામાં એક બે પત્થર ઉમેરે છે અને ત્યાંના દેવતાને કપડું એટલે એક નાનું ચીંથરૂં અર્પણ કરે છે. તિબેટી લોકોની આ રીતિ ભોટમાં પણ છે.

તે સ્થળે મારા ભોટ ભોમીયાએ કૈલાસ પર્વત તરફ દૃષ્ટિ કરીને શુમારે પાંચ મિનિટ પ્રાર્થના કરી. ત્યાર પછી ત્યાંના ઉક્ત દેવની પ્રાર્થના કરી અને તે જ પ્રમાણે કરવાને અમને પણ કહ્યું. મેં કૈલાસ પર્વત તરફ મુખ કરી કૈલાસ-નાથને એક વાર સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી આગળ ચાલતાં ચાલતાં અમે રાકસ્તાલના દક્ષિણ કિનારા નજીક

આવ્યા. ત્યાંથી પૂર્વ કિનારે થોડોક સમય ચાલ્યા અને શુમારે સાડાબાર વાગે રેતીમાં જ ભોજન માટે મુકામ કર્યો.

ગરમી સખ્ત પડતી હતી, રેતી પણ બળી ગઇ હતી, પેટમાં ભૂખ પણ બહુ લાગી હતી અને છ સાત કલાક એકસરખા ચાલ્યા હતા તેથી થાક પણ લાગ્યો હતો. મારા જુવાન કુલીનું માથું અતિશય દુઃખવા લાગ્યું. એક ક્ષણભર પણ ઉંચું જોવું કે બોલવું કેવળ અશક્ય હતું. બીજો કુલી પણ એકદમ થાકી ગયો હતો. સર્વ જણ થાકી ગયા તેનાં કારણો એ હતાં કે એક તો સખ્ત તાપ હતો, વિરામ લીધા વિના પન્થ કર્યો હતો અને વળી ડાકુ લોકોએ અતિ ત્રાસ આપ્યો હતો. વધારે તો છેલ્લા કારણને લીધે અમે નિર્જીવ થઈ ગયા હતા. મુકામ કર્યો ત્યાં પણ સખ્ત તડકામાં અને વા-વંટોળમાં શુમારે પંદર વીસ મિનિટ અમે કેવળ મુડદાં પેઠે પડી રહ્યા. પછી બળતણ, છાણાં વગેરે શોધવા માટે નજીકની ટેકરીની આસપાસ અમારો ભોમીયો ગયો. મારા એક કુલીએ ત્રણ પત્થરની એક ચુલ અમારા માટે અને બીજી ભોમીયા માટે કરી રાખી. પછી તેણે તળાવમાંથી પાણી લાવીને તપેલી ચુલા પર મુકી. આ તરફ ભોમીયાએ જાળાંઝાંખરાં આણી ચકમકથી દેવતા પાડ્યો અને કુલીએ ચા તૈયાર કર્યો. અહીંથી આગળ જતાં લાકડાં મળી શકતાં નથી. આ ઝાંખરાં લીલાં હોય છે છતાં સારાં બળે છે.

હું હાથ, પગ, મોઢું વગેરે ધોવા માટે તળાવને કાંઠે ગયો. મોઢું સારી રીતે ધોયા પછી મેં કૈલાસ પર્વત તરફ દૃષ્ટિ કરી. તે વખતે આકાશ સ્વચ્છ હોવાથી કૈલાસ

પર્વતનું શિખર અત્યંત સ્પષ્ટ દેખાતું હતું. જે એક ધ્યેય માટે મેં આજ આટલા દિવસ જુદી જુદી શારીરિક અને માનસિક આપત્તિ સહી તે પ્રાપ્ત થવાનો સમય સમીપ આવવાથી એટલે કે કૈલાસ પર્વતનું જો કે દૂરથી પણ દર્શન થયાથી ચિત્તને ઘણી શાન્તિ થઈ અને પ્રવાસનો શ્રમ એકદમ દૂર થયો. કૈલાસ શિખર તરફ અચલ દૃષ્ટિ રાખીને સદ્‌ગુરુચરણનું ભક્તિપુરઃસર માનસપૂજન કરતો હું રાવણહૃદને કાંઠે બેઠો. મારા આનંદની પરિસીમા ન હતી. મારી માનસપૂજા થઇ રહી ત્યાં સુધી કૈલાસ શિખર સ્વચ્છ દેખાતું હતું.

કૈલાસ શિખરની આકૃતિ ઘુમ્મટ જેવી દેખાતી હતી. તે વખતે સૂર્યકિરણો તે શિખર પર પડતાં હતાં તેથી આખું શિખર તેજઃપુંજ દેખાતું હતું અને રૂપા જેવું ચળકતું હતું. તે વખતે મદ્રાસ ઈલાકામાં શ્રી ચિદમ્બર કરીને એક અત્યન્ત રમણીય અને પવિત્ર શ્રી શંકરનું સ્થાન છે તેનું મને સ્મરણ થયું. ચિદમ્બરના શિવમન્દિરનો ઘુમ્મટ સુવર્ણનો છે. તે ઉપર સૂર્યકિરણો પડે છે ત્યારે તેની શોભા જેવી અવર્ણનીય દેખાય છે તે જ પ્રમાણે શ્રી કૈલાસ પર્વતના ઘુમ્મટ આકારના શિખરની પણ શોભા અપ્રતિમ ભાસતી હતી. ફરક એટલો જ કે ચિદમ્બરમાં સુવર્ણ ઘુમ્મટ માનવ કૃતિનો છે અને કૈલાસનો ઘુમ્મટ રૂપા જેવો શુભ્ર અને ચળકતો પરન્તુ નૈસર્ગિક છે.

પછી મેં રાકસ્તાલ સરોવરની ચોમેર દૃષ્ટિ ફેંકી. સરોવરને કાંઠે એક પણ ઝાડ ન હોવાથી આજુબાજુનો સર્વ પ્રદેશ વેરાન અને સુકો દેખાતો હતો. ખુદ સરોવર

માત્ર ગંભીર દેખાતું હતું. આ સરોવરનું વધારે વર્ણન માનસસરોવરની અને આની તુલના કરતી વખતે આગળ ઉપર આપીશ.

માનસપૂજા આટોપ્યા પછી મેં ચા અને બિસ્કિટ લીધાં. મારા માણસો પણ જમ્યા. પછી શુમારે દોઢ વાગતાં અમે માનસસરોવર જવા નીકળ્યા. તે વખતે કૈલાસ પર્વત મેઘ અને બરફનાં વાદળમાં અદશ્ય થઇ ગયો હતો. રાક્સ્તાલને પૂર્વ કિનારે અમે ચાલતા હતા. ખરે જ એક વાત કહેવી રહી ગઇ. કર્દમખારથી પાંચ છ માઈલ ઉપરની અમારા મુકામની જગા છોડયા પછી આગળ અમારા ગધેડાને ખાવા માટે કંઈ ન મળવાથી તેને પણ અમે ચામાં કાલવીને સતુ દેવા લાગ્યા. પરન્તુ તેથી શું કંઈ તેનું પેટ ભરાય ? બિચારો અરધો ભૂખ્યો રહેવાથી મુશ્કેલીથી દિવસ કાપતો હતો. અમારે પણ એવી દશામાં રહેવાનો આગળ જતાં વખત આવ્યો.

અમે બપોરે સાડાચાર વાગે ડુંગર ઉપરથી માનસસરોવર જોયું. માનસસરોવર દૃષ્ટિએ પડયું કે તરત જ અમે સર્વ જણે તે પુણ્ય અને પવિત્ર સ્થળને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સર્વને અત્યન્ત આનન્દ થયો. પ્રત્યેક જણ પોતપોતાના મનમાં ઇશ્વરનું પ્રેમપૂર્વક અને મનઃપૂર્વક સ્તવન કરીને યથાશકિત તેના ગુણાનુવાદ કરવા લાગ્યા. શુમારે પંદર વીસ મિનિટ કોઈ કોઇની સાથે બોલ્યું નહિ. કૈલાસ અને માનસસરોવરનાં દર્શનથી આપણે કૃતકૃત્ય થયા એ કલ્પનાથી મસ્ત થઇને સૌ સૌને સ્થળે જ આનન્દમગ્ન થતા દેખાયા. અમારાં સર્વનાં નેત્ર આનન્દાશ્રુથી ભરાઈ આવ્યાં. અમને

સર્વને તે પવિત્ર સ્થળનાં દર્શનથી એટલો બધો આનન્દ થયો કે તે વર્ણવી શકાય એમ નથી. અમારા સઘળા શ્રમનું અને એકંદર જીવિતનું સાર્થક થયું હોય એમ અમને લાગ્યું. મારી પૂર્ણ ખાતરી છે કે જે કોઇ મનુષ્ય–હિન્દુ કે પરધર્મી–આ સ્થાનનું અવલોકન કરશે તેને અવશ્ય આવો જ અનુભવ થશે, અને થાય એ સ્વાભાવિક છે.

રાકસ્તાલ અને માનસસરોવર એ બેની વચમાં પૂર્વથી પશ્ચિમમાં ગયેલી એક ડુંગરની ઓળ છે. માનસ-સરોવર આ ઓળના મથાળેથી અમને પ્રથમ દેખાયું. આ પહાડોને લીધે આ બે ભવ્ય સરોવરો વચ્ચે શુમારે એક માઇલનું અંતર છે.

માનસ અને રાકસ્તાલ એ બે સરોવર વચ્ચે આવેલા પહાડના શિખર ઉપર ઉભા રહી મેં એકવાર ચોમેર દૃષ્ટિ ફેરવી. પછી પશ્ચિમ તરફ મુખ કરીને ઉભો રહ્યો. સામો શ્રીકૈલાસ પર્વત, ડાબી બાજુએ રાકસ્તાલ સરોવર અને જમણી બાજુએ માનસસરોવર એ પ્રમાણે બન્ને બાજુએ મોટા મોટા જલસમૂહો અને પાછળ એક ગેરૂવા માન્ધાતા નામનો હિમાચ્છાદિત પર્વત. આ આખો પર્વત રાતા રંગનો દેખાય છે. તેનાં શિખરો માત્ર બરફથી આચ્છાદિત હોવાથી શુભ્ર દેખાય છે. આવી પરિસ્થિતિમાં ઉભાં ઉભાં મેં ફરી એકવાર ચોમેર જોયું. અહાહા ! કેવો રમણીય અને ગંભીર દેખાવ ! અર્ધો કલાક હું એમ ને એમ ઉભો રહ્યા. કૈલાસ, માનસસરોવર અને રાવણહ્રદ સરોવર આ ત્રણ સ્થળોનાં દર્શનથી ખરેખર મારાં નેત્રોનુ સાર્થક થયું. મારા પ્રવાસમાં જે જે પ્રસંગે આવા અવર્ણનીય

દેખાવો હું જોતો તે તે સમયે મારી એકાગ્રતા થતી અને હું દેહભાન વિસરતો. તે જ પ્રમાણે આ સમયે પણ થયું. શ્રી નારાયણના વિરાટ સ્વરૂપનું વર્ણન હું શું કરી શકું?

શુમારે સાડા પાંચ વાગે અમે માનસસરોવરને કાંઠે ગયા અને ત્યાં એક બે ગુફા છે તેમાં રહેવું એવો વિચાર કર્યો. ગુફા સાફ કરી ત્યાં અમારો મુકામ કર્યો. ગુફાથી પાણી શુમારે વીસ પચીસ હાથ દૂર હતું.

તે દિવસે જમવાની તૈયારી કરવા મેં કુલીને કહ્યું. તેણે ઘણી મુશ્કેલીથી મસુરની દાળ અને રોટલીઓ કરી. અમે સર્વેએ પ્રથમ સરોવર પર સ્નાન કર્યું, પછી પ્રભુને નૈવેદ્ય અર્પણ કરીને સુખ અને આનન્દથી ભોજન કર્યું. ભોજન પછી વિશ્રાન્તિ માટે હું ગુફા બહાર વ્યાઘ્રચર્મ બિછાવી માનસસરોવર તરફ એટલે ઉત્તરાભિમુખ મોઢું કરી હાથમાં દૂરબીન લઇને બેઠો. તે વખતે સૂર્યાસ્તનો દેખાવ જોવાનું મને સાંપડ્યું. માનસસરોવરને કાંઠે મારો મુકામ શુમારે દસ બાર દિવસનો હતો. એટલા વખત દરમીયાન મને ત્યાંનો સૂર્યોદય, સૂર્યાસ્ત, ચાંદની રાત, બરફોનાં વાદળાં, કરાનો વરસાદ વગેરે જુદા જુદા પ્રસંગોનું અને જુદા જુદા સમયનું સૌન્દર્ય જોવા મળ્યું. પછી મેં દૂરબીનમાંથી રાકસ્તાલ તરફ જોયું. એ દેખાવનું વર્ણન કરવા હું અશક્ત છું.

રાકસ્તાલ કે રાક્ષસતાલ અથવા રાવણહ્રદ સરોવરનો ફાટ જમીન ઉપર ઘણે દૂર ગયેલ છે. રાકસ્તાલનો પરીઘ લગભગ ત્રીસથી પાંત્રીસ માઇલનો હશે. ચોમેર ડુંગરો આવેલા છે. કાંઠા ઉપર એક પણ વૃક્ષ નથી. તે સરોવરની

આસપાસ જ્યારે ઝાડી હતી ત્યારે તેની શોભા અવર્ણનીય હતી. તે સરોવરનું પાણી થોડુંક ભાંભળું—જરા ખારાશ પડતું—હોવાથી અસ્વચ્છ દેખાય છે. પાણી ઠંડું હોવાથી પાચનશકિત વધારે છે. આ તળાવ વચ્ચે એક નાનીશી ટેકરી છે. તે પર એક ગુફા છે, તેમાં એક બે લામા ( બૌદ્ધ ભિક્ષુ ) તપ કરવા બેઠા છે એમ કહેવાય છે. તે લામા ગુફા બહાર કદી આવતા નથી એમ કહે છે.

શીયાળામાં જ્યારે પાણીની સપાટી ઉપર બરફ જામી જાય છે, ત્યારે તેમને બકરા ઉપર ચા અને સત્તુ ( જવનો લોટ) પહોંચાડવામાં આવે છે. એક વર્ષ ચાલે એટલું ભંડોળ રાખી મુકવામાં આવે છે. પવનથી પાણીની સપાટી ઉપર જ્યારે નાનાં નાનાં મોજાં આવે છે ત્યારે ગમ્મત થાય છે. માછલાં વગેરે જળચરો આ સરોવરમાં છે, પરન્તુ મારા જોવામાં કશું આવ્યું નહિ. ચોમેર એક પણ વૃક્ષ ન હોવાથી જ્યાં ત્યાં વેરાન દેખાતું હતું અને તેથી મૃગજળનો દેખાવ નજરે પડતો હતો. નજીકની ટેકરી ઉપર ઉભા રહીને આ સરોવર તરફ જોઇયે તો તે ગંભીર દેખાય છે અને ચિત્તને એક પ્રકારની શાન્તિ મળે છે. અહીં સતલજ નદીનું મૂળ છે.

પછી મેં દૂરબીનમાંથી માનસસરોવર તરફ જોયું. તે વખતે હંસ પક્ષીનું એક જોડું જલક્રીડા કરતું મારી નજરે પડ્યું. માનસસરોવરનું વર્ણન હું શું કરી શકવાનો હતો? આ અત્યન્ત પવિત્ર અને અતિશય રમણીય સ્થળ છે. માનસ-સરોવર કેવળ વર્તુળાકારે હોવાથી ચોમેર પર્વત આવેલા છે. રાક્ષસહ્રદ સરોવરની પેઠે માનસસરોવરને કાંઠે પણ વૃક્ષ

